શ્રીપુષ્ટિમાર્ગીયબાળશિક્ષણમાળા-૨.

॥ श्रीमद्वल्लभप्रभुर्जयति ॥

# આટલું તો કરજોજ.

ખાસ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો માટેજ:

ટૂંકામાં ટૂંકો અને અત્યંત આવશ્યક:

## નિત્યનિયમ.

લેખક:—વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.



આવૃત્તિ બીજી. ] સં. ૧૯૮૨. [ પ્રત ૪૦૦૦

કીમત એક આનો.

એટલું તો સ્મરણમાં રાખજો જ

## શ્રીવલ્લભવંશજ-મહોત્સવ.

શ્રીમદ્વલ્લભાચાર્યજી. સં. ૧૫૩૫ ના ચૈત્ર વદ ૧૧.

શ્રીગોપીનાથજી. સં. ૧૫૬૭ ના ભાદ્રપદ વદ ૧૨.

( આચાર્યશ્રીના જ્યેષ્ઠ પુત્ર )

શ્રીગુસાંઇજી. સં. ૧૫૭૨ ના માર્ગશીર્ષ વદ ૯

( આચાર્યશ્રીના દ્વિતીય કુમાર )

### સાત સ્વરૂપો. ( શ્રીગુસાંઇજીના કુમારો. )

| | | |
|---|---|---|
| ૧ | શ્રીગિરિધરજી | સં. ૧૫૯૭ ના કાર્તિક સુદ ૧૨. |
| ૨ | શ્રીગોવિંદરાયજી | સં. ૧૫૯૯ ના કાર્તિક વદ ૮. |
| ૩ | શ્રીબાલકૃષ્ણજી | સં. ૧૬૦૬ ના ભાદ્રપદ વદ ૧૩. |
| ૪ | શ્રીગોકુલનાથજી | સં. ૧૬૦૮ ના માર્ગશીર્ષ સુદ ૭. |
| ૫ | શ્રીરઘુનાથજી | સં. ૧૬૧૧ ના કાર્તિક સુદ ૧૨. |
| ૬ | શ્રીયદુનાથજી | સં. ૧૬૧૩ ના ચૈત્ર સુદ ૬. |
| ૭ | શ્રીઘનશ્યામજી | સં. ૧૬૧૮ ના કાર્તિક વદ ૧૩ |

### કાંઇક.

વૈષ્ણવબાલશિક્ષાના પહેલા ભાગનુંજ થોડા ફેરફાર સાથેનું આ નવું સ્વરૂપ છે. વૈષ્ણવબાલશિક્ષામાંથી આ ભાગને જુદો કરવાની પહેલેથીજ ઇચ્છા હતી. કારણ કે આ ભાગમાં જુદીજ વસ્તુ છે. આ ભાગની ઉપયોગિતા પણ ઘણી જ છે, તેથી આજે એનું નવું રૂપાંતર વૈષ્ણવોના હાથમાં મૂકું છું. આ રૂપાંતર વૈષ્ણવોને ગમું જ ગમશે એવી આશા છે. જૂના રૂપે આ ભાગની ૨ હજાર નકલો છપાઈ છે, પણ હવે નવેસરથી તેનો શુભારંભ ૪ હજાર પ્રતથી થયો છે. એ ૪ હજાર નકલો ખપી જતાં ફરીને ૪ હજાર નકલો છપાવી છે. થોડી નકલો અને ચિત્ર તથા મહાનબાકું વગેરે ચડાવતાં ખરચ વધ્યું છે, તેથી છુટક નકલનો ૧ આનો અને જથાબંધના પાંચ રૂપીઆ રાખ્યા છે.





જગદ્ગુરુ-શ્રીકૃષ્ણવદનાનલાવતાર અખંડભૂમંડલાચાર્ય
શ્રીમદ્વલ્લભાચાર્યજી.
પ્રાકટ્ય-સં. ૧૫૩૫ ના ચૈત્ર વદ ૧૧.



શ્રીનાથજી.
પાટોત્સવ-માઘ સુદ ૭

॥ શ્રીકૃષ્ણાય નમઃ ॥

# આટલું તો કરજોજ.

---

પ્રભાતના ૧૦ વાગ્યાનો સમય છે. મંદિરના મેડાપર બેઠકમાં શ્રીગુરુદેવ બિરાજી રહ્યા છે. આપશ્રી સંધ્યા, જપ, પાઠ, વગેરે નિત્ય નિયમ કરી રહ્યા છે. ઘણા વૈષ્ણવો દર્શન કરવા આવેલા છે કેટલાક વૈષ્ણવો ભેટ ધરીને શ્રીગુરુદેવનાં દર્શન કરે છે; તે પછી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને શાંતિથી નમ્રતા સાથે શ્રીગુરુદેવની સામે બેસે છે.

કૃષ્ણદાસે આજે જ બ્રહ્મસંબંધનો મંત્ર લીધો છે, પહેલે દિવસે તેણે ઉપવાસ કર્યો હતો, આજે વહાણાંમાં સ્નાન કરીને પવિત્ર સ્થિતિમાં તેણે દીક્ષા લીધી હતી. શ્રીગુરુદેવે તેના હાથમાં તુલસીદલ આપીને બ્રહ્મસંબંધનો મંત્ર તેની પાસે બોલાવ્યો અને પછી તેના હાથમાંથી તુલસીદલ લઈને શ્રીપ્રભુના ચરણકમલમાં પધરાવી દીધાં. ત્યાર બાદ કૃષ્ણદાસે શ્રીગુરુદેવની આજ્ઞા માગી. શ્રીગુરુદેવે પ્રસન્નતાથી તેને આજ્ઞા આપી કૃષ્ણદાસ ઘેર જઈને મહાપ્રસાદ લઈને હમણાં જ શ્રીગુરુદેવ પાસે આવ્યો છે. શ્રી ગુરુદેવને શ્રીફલભેટ ધરીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને

સામે નમ્રતાથી તે બેઠો છે. કૃષ્ણદાસ કંઈ પૂછવા આવેલો હોય એમ જણાતું હતું. શ્રીગુરુદેવે તેના અંતરની વાત જાણી લીધી. તે પછી નીચે મુજબ સવાલજવાબો થયા.

ગુરુદેવ—કેમ કૃષ્ણદાસ ! શા વિચારમાં પડયા છો ?

કૃષ્ણદાસ—કૃપાનાથ ! ખચિત જ હું એક વિચારમાં પડયો છું. મારા મનમાં આજે કેટલાએ તર્કવિતર્ક ઉઠી રહ્યા છે. જો આપશ્રીની આજ્ઞા હોય તો તે નિવેદન કરું.

ગુરુદેવ—ભલે, ઘણી ખુશીથી જણાવો.

કૃષ્ણદાસ—પ્રભો ! આજે આપે મને બ્રહ્મસંબંધ મંત્ર આપ્યો, તેથી એક સામાન્ય માણસ કરતાં મારી જોખમદારી વધી એટલું હું સમજું છું. આજથી બધા મને વૈષ્ણવ કહી રહ્યા છે. પણ વૈષ્ણવ થયા પછી શું કરવું તેની કશી સમજણ મારામાં નથી. તો કૃપા કરીને આજે મને મારા કર્તવ્યનું ભાન આપ કરાવશો.

કૃષ્ણદાસ એક કેળવણી પામેલો સંસ્કારી યુવક હતો. એનાં માબાપ ચુસ્ત વૈષ્ણવ હતાં. ઘણે વર્ષે પોતાના ગામમાં શ્રીગુરુદેવ પધાર્યા તેથી તેને બ્રહ્મસંબંધમંત્રનું દાન આજે જ થયું હતું. કૃષ્ણદાસની ઉમ્મર ૧૭ વર્ષની હશે. ઉપર જણાવેલા કૃષ્ણદાસના પ્રશ્નથી શ્રીગુરુદેવ ઘણાજ રાજી થયા, અને ઘણા સ્નેહથી તેની સાથે વાતો કરવા લાગ્યા.

શ્રીગુરુદેવ-ભાઇ કૃષ્ણદાસ, તારા પ્રશ્નથી આજ અમને

ઘણોજ હર્ષ થાય છે. અમારા ચાલુ પ્રવાસમાં તારા જેવો પ્રશ્ન કરનાર તો તું એકજ મળ્યો છે. આમ તો હજારો વૈષ્ણવો અમારી પાસે આવે છે અને જાય છે, તેમજ સંસારની કથનીઓ અમારી પાસે કરે છે, પણ પોતાનું કર્તવ્ય શું છે તે જાણવાની કોઇને ઇચ્છા થતી નથી. અમને તો ઉલટું આશ્ચર્ય થાય છે કે તને આ વિકરાલ કાલની અસર કેમ થઈ નથી? તારા જેવા સેવકને જોઇને અમને સંતોષ થાય છે. ઠીક, કૃષ્ણદાસ, તમે સવારમાં ક્યારે ઉઠો છો અને ઉઠતાંવેંત શું કરો છો, તે જરા કહેશો?

કૃષ્ણદાસ—હા, કૃપાનિધાન! હું પરોઢિયામાં બરોબર પાંચ વાગે જાગું છું.

શ્રીગુરુદેવ-એટલું બધું વહેલું ઉઠવાનું કારણ શું?

કૃષ્ણદાસ—વૈદ્યકશાસ્ત્ર કહે છે કે તંદુરસ્ત માણસોએ પોતાની આવરદા વધારવા માટે દરરોજ વહેલાં ઉઠવું જોઇએ એ વિષે એક દોહરો મને યાદ છે—

રાતે વહેલાં સુઇ જઇ, વહેલા ઉઠે વીર,
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખી રહે શરીર.

શ્રીગુરુદેવ-ઠીક, પછી તમે શું કરો છો?

કૃષ્ણદાસ-ત્યારબાદ "શ્રીવલ્લભાધીશ, શ્રીમહાપ્રભુ, શ્રીગુસાંઇજી, શ્રીગુરુદેવ, શ્રીયમુનાજી, શ્રીનાથજી" એટલાં પવિત્ર અને મંગલ નામો બોલું છું. તે પછી શ્રીઠાકુરજીની

અને આપશ્રીની છબીનાં દર્શન કરૂં છું.

શ્રી ગુરુદેવ–ધન્ય છે કૃષ્ણદાસ! તને ધન્ય છે, બહુજ સુંદર પ્રાતઃસ્મરણ તું કરે છે હવે તને કાંઇ તે વિષે વધારે સમજાવવાની જરૂર રહેતી નથી. માત્ર એજ ભાવાર્થના સંસ્કૃત શ્લોકો તને શિખવવા પડશે. અમે બોલીએ તે પ્રમાણે તું લખી લે (કૃષ્ણદાસ લખે છે.)

શ્રીગોવર્ધનનાથપાદયુગલં હૈયંગવીનપ્રિયં
નિત્યં શ્રીમથુરાધિપં સુખકરં શ્રીવિઠ્ઠલેશં મુદા ॥
શ્રીમદ્દ્વારવતીશગોકુલપતી શ્રીગોકુલેન્દું વિભું
શ્રીમન્મન્મથમોહનં નટવરં શ્રીબાલકૃષ્ણં ભજે ॥૧॥

(અર્થ:—શ્રીનાથજી, શ્રીનવનીતપ્રિયાજી, શ્રીમથુરેશજી, શ્રીવિઠ્ઠલનાથજી, શ્રીદ્વારિકાધીશજી, શ્રીગોકુલનાથજી, શ્રીગોકુલચંદ્રમાજી, શ્રીમદનમોહનજી, શ્રીનટવરલાલ અને શ્રીબાલકૃષ્ણજી, એમનું હું સેવન કરૂં છું.)

શ્રીમદ્વલ્લભવિઠ્ઠલૌ ગિરિધરં ગોવિંદરાયાભિધં
શ્રીમદ્બાલકકૃષ્ણગોકુલપતી નાથં રઘૂણાંસ્તથા ॥
એવં શ્રીયદુનાયકં [ ] લ ઘનશ્યામં ચ તદ્વંશજાન્
કાલિન્દીં સ્વગુરું ગિરિં ગુરુવિભું સ્વીયપ્રભૂંશ્ચ સ્મરેત્॥

(અર્થ—શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગિરિધરજી,

શ્રીગોવિંદરાયજી, શ્રીબાલકૃષ્ણજી, શ્રીગોકુલનાથજી, શ્રીરઘુ-નાથજી, શ્રીયદુનાથજી, શ્રીઘનશ્યામજી એમનો સમસ્ત વંશ શ્રીવલ્લભકુલ, શ્રીયમુનાજી, પોતાના ગુરુદેવ, શ્રીગિરિ-રાજજી, શ્રીદાઉદયાલ અને પોતાને ગાથે બિરાજતા પ્રભુ એ બધાનું સ્મરણ કરવું. )

**શ્રીગુરુદેવ**—વહાણાંમાં ઉઠતાંવેંત જ ઉપરના બે શ્લોકનો પાઠ કરવો. તેમ જ પહેલા શ્લોકમાં પ્રભુનાં ૧૦ સ્વરૂપના નામો છે. એ નામો બોલતી વેળાએ એ સ્વરૂપોનું મનથી સ્મરણ કરવું. બીજા શ્લોકમાં શ્રીગુરુદેવનાં અને બીજાં સ્વરૂપોનાં નામો છે. તેમનું પણ ધ્યાન કરવું. આપણા આખા સંપ્રદાયના શ્રીગુરુદેવ શ્રીમદ્વલ્લભાચાર્યજી મહાપ્ર-ભુજી છે. એઓશ્રીએ આપણાપર દયા કરીને પ્રભુને મેળ-વવાનો સુંદર અને સહેલો રસ્તો બતાવ્યો છે. અત્યારે પણ પોતાના વંશમાં એઓશ્રી બિરાજે છે અને આપણને બ્રહ્મસંબંધનો મંત્ર આપીને, પ્રભુની સેવાનો માર્ગ બતા-વીને, પ્રભુને મળવા માટે લાયક બનાવે છે. તેથી આપણા શ્રીમહાપ્રભુજી કોઈ બીજા નહિ, પણ આપણને બ્રહ્મસંબંધ મંત્ર આપનારા આપણા શ્રીગુરુદેવ જ છે, એમ ખાત્રીથી માનજો. વળી ગુરુ તો સાક્ષાત્ પ્રભુ જ છે એમ વેદ પણ કહે છે તેથી શ્રીગુરુદેવનું સ્મરણ તો હરહંમેશા કરવું.

ઉપરના બન્ને શ્લોકોમાં પ્રભુના અને શ્રીમહાપ્રભુજીના જુદાં જુદાં સ્વરૂપોનાં નામો છે. અત્યારે તે સ્વરૂપો ક્યાં

બિરાજે છે અને તેમની સેવા કોણ કરે છે, તે નીચેના કોઠકથી જણાશે.

| કોનું સ્વરૂપ? | સ્વરૂપનું નામ | અત્યારે કોણ સેવે છે? | ક્યાં બિરાજે છે? |
|---|---|---|---|
| શ્રીમહાપ્રભુજી | શ્રીનાથજી | તિલકાયિત શ્રીગોવર્દ્ધનલાલજી મહારાજ | શ્રીનાથદ્વારા |
| શ્રીગુસાંઇજી | શ્રીનવનીતપ્રિયાજી | " | " |
| શ્રીગિરિધરજી | શ્રીમથુરેશજી | શ્રીગિરિધરજી મહારાજ | શ્રી કોટા |
| શ્રીગોવિંદરાયજી | શ્રીવિઠ્ઠલનાથજી | શ્રીગોપેશ્વરલાલજી મહારાજ | શ્રીનાથદ્વારા |
| શ્રીબાલકૃષ્ણજી | શ્રીદ્વારકાધીશજી | શ્રીવ્રજભૂષણલાલજી મહારાજ | શ્રીકાંકરોલી |
| શ્રીગોકુલનાથજી | શ્રીગોકુલનાથજી | શ્રીવલ્લભલાલજી મહારાજ | શ્રીગોકુલ |
| શ્રીરઘુનાથજી | શ્રીગોકુલચંદ્રમાજી | " | શ્રીકામવન |
| શ્રીયદુનાથજી | *શ્રીકલ્યાણરાયજી | શ્રીવલ્લભલાલજી મહારાજ | વડોદરા |
| શ્રીઘનશ્યામજી | શ્રીમદનમોહનજી | શ્રીરમણજી મહારાજ | કામવન |

* અત્યારે શ્રીયદુનાથજીના મોટા ઘરમાં શ્રીકલ્યાણરાયજી ઠાકુરજી વડોદરામાં બિરાજે છે, શ્રીયદુનાથજીએ પોતે કોઇ પણ એક ઠાકુરજીને સેવ્યા નથી. તેઓશ્રી બધા બાલકોના ઘરમાં પધારતા, પણ ઉત્તરાવસ્થામાં પોતે ખાસ સેવેલા પ્રભુ શ્રીકલ્યાણરાયજી સ્વરૂપમાં બિરાજે છે.

## ગોદનાં સ્વરૂપો.

શ્રી નટવરલાલજીનું સ્વરૂપ શ્રીમહાપ્રભુજીએ સેવેલું છે અને તે શ્રીમથુરેશજી પાસે બિરાજતું હતું, તેને હાલ અમદાવાદમાં ગો. શ્રી ૬ શ્રીમધુસૂદનલાલજી મહારાજ સેવે છે.

શ્રીબાલકૃષ્ણલાલનું સ્વરૂપ શ્રીમહાપ્રભુજીએ સેવેલું છે. અને તે શ્રીદ્વારકાધીશની ગોદમાં બિરાજતું હતું, તે હાલ સુરતમાં ગો. શ્રી ૬ શ્રીવ્રજરત્નલાલજી મહારાજ સેવે છે. આ પ્રમાણે ૧૦ સ્વરૂપો થયાં.

આમાં એટલું સમજવાનું છે કે, શ્રીમહાપ્રભુજીના બે કુમાર; એક તો શ્રીગોપીનાથજી અને બીજા શ્રીગુસાંઇજી અથવા શ્રીવિઠ્ઠલનાથજી, શ્રીગોપીનાથજીનો વંશ ચાલ્યો નથી ને શ્રીગુસાંઇજીનો વંશ વધ્યો છે. શ્રીગુસાંઇજીના શ્રીગિરિધરજી આદિ સાત કુમારો થયા તેથી સાત ઘર કહેવાયાં. હજુ પણ તે સાત ઘર ચાલુ છે અને ઉપર જણાવેલાં સ્વરૂપો તેમાં બિરાજે છે.

ઠીક કૃષ્ણદાસ, તમને ગાતાં આવડે છે કે નહિ?

કૃષ્ણનાથ—હા કૃપાનાથ! હું તે શીખ્યો છું.

શ્રીગુરુદેવ—તો નીચેનાં બે પદો દરરોજ સવારના ગાતાં ગાતાં બોલજો.

## રાગ બિભાસ અથવા ભૈરવ.

જય જય શ્રીવલ્લભ પ્રભુ, શ્રીવિઠ્ઠલેશ સાથે,
નિજ જનપર કરત કૃપા, ધરત હાથ માથે;
દોષ સબે દૂર કરત, ભક્તિભાવ હૃદય ધરત,
કાજ સબે સરત સદા, ગાવત ગુન ગાથે. જય જય૦
કાહેકો દેહ દમત સાધન કર મૂરખ જન ?
વિદ્યમાન આનંદ ત્યજ ચલત કયોં અપાથે ?
રસિક ચરન શરન સદા રહતહેં બડભાગી જન,
અપનો કર ગોકુલપતિ ભરત તાહિ બાથે. જય જય૦

## શ્રી યમુનાજી.

શ્રીયમુનાજી તિહારો દરશ મોહે ભાવેં,
શ્રીગોકુલકે નિકટ બહત હો, લહરનકી છબ આવેં. શ્રી.
દુઃખહરની સુખદેની શ્રીયમુનાજી, જે જન પ્રાત ઉઠ નહાવેં;
મદનમોહનજૂકી ખરી યે પીયારી, પટરાની જૂ કહાવે શ્રી.
વૃંદાવનમેં રાસ રચ્યો હેં, મોહન મુરલી બજાવે;
સૂરદાસ પ્રભુ તિહારે મિલનકો બેદ બિમલ જસ ગાવેં. શ્રી.

કેમ કૃષ્ણદાસ, પ્રભુનું સ્મરણ કર્યા પછી માતપિતાને વંદન કરો છો કે ?

કૃષ્ણદાસ—હા, કૃપાનાથ! પ્રાતઃસ્મરણ પછી માતપિતાને તથા ઉમ્મરમાં મોટા દરેક મુરબ્બીઓને પ્રણામ કરીને "જય શ્રીકૃષ્ણ" બોલું છું.

ગુરુદેવ—આપણા સંપ્રદાયની એ જ રીત છે. સર્વના હૃદયમાં અન્તર્યામિ-સ્વરૂપે શ્રીકૃષ્ણ બિરાજે છે, માટે આપણે તો નાનાં મોટાં બધાંને "જયશ્રીકૃષ્ણ" કહેવા ઘટે. શ્રીગોકુલનાથજીની ગાદીના વૈષ્ણવો "જેજે શ્રીગોકુલેશ" કહે છે. ત્યાર પછી તમે શું કરો છો?

કૃષ્ણદાસ—તે પછીનો કેટલોક સમય દેહને લગતી શૌચ ક્રિયામાં જાય છે. પહેલાં તો અમે સરખી ઉમ્મરનાં સાથે મળીને ગરમાગરમ ચા પીતા હતા, પણ જ્યારથી ચાહ વિષેનો લેખ વાંચ્યો ત્યારથી અમને પૂરી ખાતરી થઇ છે કે, ચાહ પીવો અને ઝેર પીવું એ બરોબર છે, ઝેર તુરત પ્રાણ હરી લે છે અને ચાહ રીબાવી રીબાવીને માણસને મડદાલ બનાવી દે છે; તેથી અમે ચાહ છોડી દીધી છે. ચાહને બદલે અમે ગાયનું પવિત્ર દૂધ પીએ છીએ અમારે ઘેર ગાય છે. એનું દૂધ દોહીને સવારમાં મંગલભોગમાં પ્રભુને ધરવામાં આવે છે, તેજ પ્રસાદી દૂધ અમને પીવા મળે છે. એવીજ રીતનો ઘણો ફેરફાર અમે શૌચક્રિયામાં પણ કર્યો છે. પહેલાં અમે સાબુ અથવા રાખથી હાથ પગ ધોતા હતા; પણ માટીના ગુણ જાણ્યા પછી હવે માટીથી ધોઇએ છીએ. માટી ગુણમાં ઠંડી હોય છે. હાથપગ ધોતી વેળાએ જો તેનો ઉપયોગ થાય તો આખા શરીરની ગરમી તે હરી લે છે. જેમ આખા શરીરમાંની

ઠં હાથ પગના તળીઆ તપાવવાથી ચાલી જાય છે, તેમ માટી પણ પોતાનો ગુણ દાખવે છે ને સુંગધથી દુર્ગન્ધને દૂર કરી પવિત્ર ભાવ ઉત્પન્ન કરે છે. તેથીજ આપણા ગ્રંથોમાં જણાવ્યામુજબ દશવાર ડાબો હાથ અને સાતવાર બન્ને હાથ અને ત્રણ વાર પગ ધોવા લાગ્યા છીએ. દાતણ પણ ગુણકારી વનસ્પતિઓ, જેવી કે અંઘેડી, લીમડો, ખેર, કણજી, વગેરેનાં કરીએ છીએ. જે ઝાડને કાંટા હોય તે અથવા તો જેને દૂધ ઝરતું હોય તે ઝાડનાં બાર આંગળના દાતણ કરવાં એમ શાસ્ત્રોમાં કહ્યું છે. તે પછી શ્રી યમુનાજીનું નામ દઇને દરરોજ ઠંડે પાણીએ નહાઇએ છીએ. ઠંડા પાણીથી સારી પેઠે નહાવાથી જઠરાગ્નિ વધે છે, ઉત્સાહ તથા બળ આવે છે. આળસ તથા બળતરા દૂર નહાસે છે. ખરાબ સ્વપ્નો આવતાં નથી. શરીર તંદુરસ્ત રહે છે.

ગુરુદેવ—કેમ, તમે કસરત કરો છો કે નહિ?

કૃષ્ણદાસ—હા, પ્રભો! હમણાંજ અમારા ગામમાં અખાડો સ્થપાયો છે, તેમાં હંમેશાં સાંજના જાઉં છું. સવારમાં દરરોજ પ્રભુને ૧૦૮ દંડવત્ પ્રણામ કરૂં છું, તેથી "એક પંથ દો કાજ" સરે છે.

ગુરુદેવ—ઠીક, તમારો નિત્ય નિયમ કેવો છે?

કૃષ્ણદાસ—નાહી રહ્યા પછી પહેલે દિવસે સૂકવેલાં પવિત્ર શુદ્ધ સ્વદેશી વસ્ત્રો પહેરૂં છું. તે પછી ઊન અથવા દર્ભના આસનપર બેસીને ચરણામૃત લઉં છું. ત્યાર બાદ તિલક કરૂં છું.

ગુરુદેવ—પણ અત્યારે તો તમારા કપાળમાં તિલક જણાતું નથી, તેનું કારણ શું ?

કૃષ્ણદાસ—(શરમથી નીચું જોઇને) પરસેવો લુછતાં તિલક પણ ભુસાઇ ગયું હશે.

ગુરુદેવ—એ ઠીક ન કહેવાય. તિલક એટલે પરબ્રહ્મ પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણનું ચરણકમલ, આપણે અહર્નિશ એજ ચરણકમલનો આશ્રય કરનારા છીએ, એનું સ્મરણ તાજું રહે માટે આપણે તિલક વિના એક પળ પણ નજ રહીએ. વળી સાક્ષાત્ પ્રભુનાં ચરણકમલરૂપ તિલક જેના માથામાં શોભી રહ્યું હોય તે જગતમાંની કોઇ પણ દેવ-દેવીની કે રાજામહારાજાની તાબેદારી ન કરે અને કોઈથી ડરે પણ નહિ, એકજ પ્રભુનો બની રહે. આમ આપણું તિલક, નિડરપણું, શ્રદ્ધા, વિશ્વાસ, આત્મબળ વગેરે દૈવી ગુણોની નિશાની છે એમ માનીએ. માટેજ આપણે માત્ર કપાલમાંજ તિલક નથી કરતા પણ શરીરમાંના મુખ્ય બાર અવયવમાં તિલક કરીએ છીએ. બાર ભાગ ક્યા તેની તો તમને ખબર હશે.

કૃષ્ણદાસ—હા જે જે! ૧ કપાલમાં, ૨ નાભિપર, ૩ હૃદયમાં, ૪ કંઠમાં, ૫ જમણી કેડપર, ૬ જમણા હાથપર, ૭ જમણા કાનના મૂળમાં, ૮ ડાબી કેડપર, ૯ ડાબા હાથપર, ૧૦ ડાબા કાનના મૂળમાં, ૧૧ પીઠની નીચે કેડ પર, ૧૨ ડોકની હડપચી ઉપર.

ગુરુદેવ—બરોબર; તમે છાપાં એટલે કે મુદ્રા કરો છો કે નહિ?

કૃષ્ણદાસ—ના, હું નથી કરતો, મારા ઘરમાં મારા પિતાશ્રી વગેરે કરે છે.

ગુરુદેવ—ખેર, હાલ એટલું બસ છે. મુદ્રા વિષેની સમજણ હવે પછી કોઈવાર તમને આપીશું. પણ લલાટમાં તિલક કર્યા પછી વચમાં કંકુ, કેસર કે ચરણામૃતનું ચિન્હ તો જરૂર કરજો. એ પ્રભુનાં ચરણકમલનો શણગાર છે. તિલક પણ પ્રભુનું પ્રસાદી કેસર અથવા કંકુનું કે ગુલાલનું કરવું. લાલ રંગ એ પ્રેમની નિશાની છે. પ્રભુમાં આપણે વહાલ રાખીએ છીએ માટે લાલ રંગનું તિલક કરીએ છીએ. વારુ, પછી જપપાઠ વગેરે કાંઈ કરો છો કે?

કૃષ્ણદાસ—વધારે તો કંઇ બનતું નથી. "શ્રીકૃષ્ણ: શરણં મમ" એ અષ્ટાક્ષર મંત્રની પાંચ માળા ફેરવું છું.

ગુરુદેવ—પણ આજથી તો તમારે વધારે નિત્યનિયમ કરવો પડશે. આજે તમે વૈષ્ણવ થયા, જેમ જનોઇ

દીધા પછી બ્રાહ્મણનો બાળક ગાયત્રી ન જપે તો બ્રાહ્મણ મટી જાય તેમ તમે આજથી શ્રીસર્વોત્તમસ્તોત્રનો પાઠ ન કરો તો વૈષ્ણવજ મટી જાઓ. શ્રીસર્વોત્તમસ્તોત્રમાં શ્રીમહાપ્રભુજીનાં ૧૦૮ નામ છે. એનું સ્મરણ તો હરઘડી રહેવું જોઇએ. તે ન બને તો એકવાર તો એ સ્તોત્રનો પાઠ જરૂર કરવોજ જોઇએ. શ્રીમહાપ્રભુજીની કૃપાથીજ આપણને આ ભક્તિમાર્ગ ફળે છે. માટે શ્રીમહાપ્રભુજીને તો આપણે ખૂબ રીઝવીએ. તે પછી શ્રીયમુનાષ્ટકનો પણ પાઠ કરવાનો છે. શ્રીયમુનાજી પરમ દયાળુ છે. તેઓ કૃપા કરીને આપણને સુંદર અલૌકિક દેહ આપે છે, જે વડે આપણને પ્રભુની લીલાનો આનંદ પ્રાપ્ત થાય શ્રીયમુનાષ્ટક પછી સિદ્ધાંતરહસ્ય, નવરત્ન, શ્રીકૃષ્ણાશ્રય અને ચતુ:શ્લોકી એટલા પાઠ તો અવશ્ય કરવા સિદ્ધાંતરહસ્ય ગ્રંથમાં શ્રાવણ સુદ અગ્યારસની મધરાતે શ્રીમહાપ્રભુજીને પ્રભુ શ્રીનાથજીએ બ્રહ્મસંબંધની જે આજ્ઞા કરી તેનું વર્ણન છે. નવરત્ન ગ્રંથમાં ભક્તિમાર્ગમાં આવ્યા પછી કશી ચિંતા ન કરવાની શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે. પછી કૃષ્ણાશ્રય ગ્રંથ છે. આપણે અત્યારે હડહડતા કલિયુગમાંથી પસાર થઇએ છીએ. અત્યારે દેશકાલ અપવિત્ર થયા છે. પ્રભુને મેળવવાના બધા રસ્તાઓ પણ બંધ થઇ ગયા છે. આવા વિકરાળ સમયમાં પ્રભુને મેળવવાનો એકજ માર્ગ રહ્યો છે, તે માર્ગ શ્રીમહાપ્રભુજીએ આ

ગ્રંથમાં બતાવ્યો છે. શ્રીકૃષ્ણસમા દયાળુ પ્રભુ કોણ હોય ? પોતાના દુશ્મન એવા અસુરોને પણ ઉત્તમ ગતિ આપનારા પ્રભુ શ્રીકૃષ્ણનેજ જો શરણે જઇએ તોજ અત્યારે તો આપણો પત્તો ખાય એમ છે. માટે કશું ન બને તો શ્રીકૃષ્ણનો આશ્રય કરો, એનેજ શરણે જાઓ એવી આજ્ઞા આ ગ્રંથમાં છે. ચતુઃશ્લોકી ગ્રંથમાં આપણા ચાર પુરુષાર્થ ગણાવ્યા છે. સદા સર્વદા શ્રીકૃષ્ણની સેવા કરવી, એમ કરતાં કશી ફિકર કરવી નહિ, પ્રભુને હૃદયમાં પધરાવ્યા તો બેડો પાર થયો એમ માનવું, તેથી સ્મરણ અને સેવા કદી ચૂકવાં નહિ. આ વાત એ ગ્રંથમાં કરી છે. એ પ્રમાણે આપણો જપપાઠ ચાલુ હોય તે વખતે આપણી પાસે બે ચિત્ર તો જરૂર હોવાંજ જોઇએ. એક શ્રીગુરુદેવનું અને બીજું શ્રીઠાકુરજીનું. એ ચિત્રની બીજી સેવા ન બને તો પછી શુદ્ધ દેશી મીશ્રીનો–સાકરનો ભોગ તો અવશ્ય ધરવો. તે પછી અષ્ટાક્ષરનો જપ કરવો. શ્રીગોકુલનાથજીની ગાદીના સેવકો "શ્રીકૃષ્ણ: શરણં મમ" એના ઉપરાંત "શ્રીવલ્લભ: શરણં મમ" અને "શ્રીગોકુલેશ: શરણં મમ" એનો પણ જપ કરે. શરૂઆતમાં વધુ કાંઇ ન બને તો આટલો નિત્ય નિયમ તો દરેક વૈષ્ણવોએ કરવોજ જોઇએ. આમાં કાંઇ વધારે વખત નથી લાગતો, ૨૪ કલાકમાંથી અર્ધો કલાક પણ આ ત્રણે જપપાઠમાં ન ગાળીએ તો વૈષ્ણવ શાના ? એક બીજું પણ કહેવાનું છે. તમારા ગામમાં

જે મંદિર હોય ત્યાં તમારે એકવાર દર્શન કરવા જરૂર જવું. ત્યાં જઇને પ્રભુની કાંઇને કાંઇ સેવા કરીને હાથ પવિત્ર કરવા. આટલું તો જરૂર કરજો, પછીથી તમને વિશેષ કર્તવ્ય બતાવીશું.

કૃષ્ણદાસ—કૃપાનિધાન ! આપશ્રીની આજ્ઞાનો અમલ કાલથીજ થશે, આપશ્રીએ કૃપા કરીને મને કર્તવ્યનું ભાન કરાવ્યું તે માટે આપના ઋણમાંથી હું કદી છુટનાર નથી.

[ શ્રીગુરુદેવ સેવામાં પધારે છે અને બધા વૈષ્ણવો પ્રણામ કરીને ઘેર જાય છે. ]

---

## ।। અથ મંગલાચરણમ્ ।।

શ્રીકૃષ્ણાય નમઃ ।। શ્રીગોપીજનવલ્લભાય નમઃ ।।

શ્રીમદાચાર્યચરણકમલેભ્યો નમઃ ।।

શ્રીગુસાંઇજીપરમદયાલવે નમઃ ।।

ચિંતાસંતાનહંતારો યત્પાદાંબુજરેણવઃ ।।
સ્વીયાનાં તાન્નિજાચાર્યાન્ પ્રણમામિ મુહુર્મુહુઃ ।। ૧ ।।
યદનુગ્રહતો જંતુઃ સર્વદુઃખાતગો ભવેત્ ।
તમહં સર્વદા વંદે શ્રીમદ્વલ્લભનંદનમ્ ।। ૨ ।।

અજ્ઞાનતિમિરાંધસ્ય જ્ઞાનાંજનશલાયકયા ।
ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૩ ॥
નમામિ હૃદયે શેષે લીલાક્ષીરાબ્ધિશાયિનમ્ ।
લક્ષ્મીસહસ્રલીલાભિઃ સેવ્યમાનં કલાનિધિમ્ ॥ ૪ ॥
ચતુર્ભિશ્ચ ચતુર્ભિશ્ચ ચતુર્ભિશ્ચ ત્રિભિસ્તથા ।
ષડ્ભિર્વિરાજતે યોઽસૌ પંચધા હૃદયે મમ ॥ ૫ ॥
॥ ઇતિ શ્રીમંગલાચરણં સમાપ્તમ્ ॥

---

## ॥ અથ સર્વોત્તમસ્તોત્રમ્ ॥

પ્રાકૃતધર્માનાશ્રયમપ્રાકૃતનિખિલધર્મરૂપમિતિ ॥
નિગમપ્રતિપાદ્યં યત્તચ્છુદ્ધં સાકૃતિ સ્તૌમિ ॥ ૧ ॥
કલિકાલતમશ્છન્નદૃષ્ટિત્વાદ્વિદુષામપિ ।
સંપ્રત્યવિષયસ્તસ્ય માહાત્મ્યં સમભૂદ્ભુવિ ॥ ૨ ॥
દયયા નિજમહાત્મ્યં કરિષ્યન્પ્રકટં હરિઃ ।
વાણ્યા યદા તદા સ્વાસ્યં પ્રાદુર્ભૂતં ચકાર હિ ॥ ૩ ॥
તદુક્તમપિ દુર્બોધં સુબોધં સ્યાદ્યથા તથા ।
તન્નામાષ્ટોત્તરશતં પ્રવક્ષ્યામ્યખિલાઘહૃત્ ॥ ૪ ॥
ઋષિરગ્નિકુમારસ્તુ નામ્નાં છંદો જગત્યસૌ ।
શ્રીકૃષ્ણાસ્યં દેવતા ચ બીજં કારુણિકઃ પ્રભુઃ ॥ ૫ ॥

વિનિયોગો ભક્તયોગપ્રતિબંધવિનાશને ।
કૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિરત્ર ન સંશયઃ ॥ ૬ ॥
આનંદઃ પરમાનંદઃ શ્રીકૃષ્ણાસ્યં કૃપાનિધિઃ ।
દૈવોદ્ધારપ્રયત્નાત્મા સ્મૃતિમાત્રાર્તિનાશનઃ ॥ ૭ ॥
શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ ।
સાકારબ્રહ્મવાદૈકસ્થાપકો વેદપારગઃ ॥ ૮ ॥
માયાવાદનિરાકર્તા સર્વવાદિનિરાસકૃત્ ।
ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડઃ સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ ॥ ૯ ॥
અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવઃ ।
અંગીકૃતૌ સમર્યાદો મહાકારુણિકો વિભુઃ ॥ ૧૦ ॥
અદેયદાનદક્ષશ્ચ મહોદારચરિત્રવાન્ ।
પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ ॥ ૧૧ ॥
વૈશ્વાનરો વલ્લભાખ્યઃ સદ્રૂપો હિતકૃત્સતામ્ ।
જનશિક્ષાકૃતે કૃષ્ણભક્તિકૃન્નિખિલેષ્ટદઃ ॥ ૧૨ ॥
સર્વલક્ષણસંપન્નઃ શ્રીકૃષ્ણજ્ઞાનદો ગુરુઃ ।
સ્વાનંદતુંદિલઃ પદ્મદલાયતવિલોચનઃ ॥ ૧૩ ॥
કૃપાદૃગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસીપ્રિયઃ પતિઃ
રોષદૃક્પાતસંપ્લુષ્ટભક્તદ્વિડ્ ભક્તસેવિતઃ ॥ ૧૪ ॥
સુખસેવ્યો દુરારાધ્યો દુર્લભાંઘ્રિસરોરુહઃ ।

ઉગ્રપ્રતાપો વાક્સીધુપૂરિતાશેષસેવકઃ ॥ ૧૫ ॥
શ્રીભાગવતપીયૂષસમુદ્રમથનક્ષમઃ ।
તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્રહઃ ॥ ૧૬ ॥
સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમા વિમુક્તિદઃ ।
રાસલીલૈકતાત્પર્યઃ કૃપયૈતત્કથાપ્રદઃ ॥ ૧૭ ॥
વિરહાનુભવૈકાર્થસર્વત્યાગોપદેશકઃ ।
ભક્ત્યાચારોપદેષ્ટા ચ કર્મમાર્ગપ્રવર્તકઃ ॥ ૧૮ ॥
યાગાદૌ ભક્તિમાર્ગૈકસાધનત્વોપદેશકઃ ।
પૂર્ણાનંદઃ પૂર્ણકામો વાક્પતિર્વિબુધેશ્વરઃ ॥ ૧૯ ॥
કૃષ્ણનામસહસ્રસ્ય વક્તા ભક્તપરાયણઃ
ભક્ત્યાચારોપદેશાર્થનાનાવાક્યનિરૂપકઃ ॥ ૨૦ ॥
સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણપ્રિયસ્તાદૃશવેષ્ટિતઃ
સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ સર્વશક્તિધૃક્ ॥ ૨૧ ॥
ભુવિ ભક્તિપ્રચારૈકકૃતે સ્વાન્વયકૃત્પિતા ।
સ્વવંશે સ્થાપિતાશેષસ્વમાહાત્મ્યઃ સ્મયાપહઃ ॥ ૨૨ ॥
પતિવ્રતાપતિઃ પારલૌકિકૈહિકદાનકૃત્ ।
નિગૂઢહૃદયોનન્યભક્તેષુ જ્ઞાપિતાશયઃ ॥ ૨૩ ॥
ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધમોહનિવારકઃ ।
ભક્તિમાર્ગે સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃત્ ॥ ૨૪ ॥

પૃથક્શરણમાર્ગોપદેષ્ટા શ્રીકૃષ્ણહાર્દવિત્ ।
પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિતઃ ॥ ૨૫ ॥
તત્કથાક્ષિપ્તચિત્તસ્તદ્વિસ્મૃતાન્યો વ્રજપ્રિયઃ ।
પ્રિયવ્રજસ્થિતિઃ પુષ્ટિલીલાકર્તા રહઃપ્રિયઃ ॥ ૨૬ ॥
ભક્તેચ્છાપૂરકઃ સર્વાજ્ઞાતલીલોતિમોહનઃ ।
સર્વાસક્તો ભક્તમાત્રાસક્તઃ પતિતપાવનઃ ॥ ૨૭ ॥
સ્વયશોગાનસંહૃષ્ટહૃદયાંભોજવિષ્ટરઃ ।
યશઃપીયૂષલહરીપ્લાવિતાન્યરસઃ પરઃ ॥ ૨૮ ॥
લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલશરીરભૃત્ ।
ગોવર્ધનસ્થિત્યુત્સાહસ્તલ્લીલાપ્રેમપૂરિતઃ ॥ ૨૯ ॥
યજ્ઞભોક્તા યજ્ઞકર્ત્તા ચતુર્વર્ગવિશારદઃ
સત્યપ્રતિજ્ઞસ્ત્રિગુણાતીતો નયવિશારદઃ ॥ ૩૦ ॥
સ્વકીર્તિવર્ધનસ્તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શકઃ ।
માયાવાદાખ્યતૂલાગ્નિર્બ્રહ્મવાદનિરૂપકઃ ॥ ૩૧ ॥
અપ્રાકૃતાખિલાકલ્પભૂષિતઃ સહજસ્મિતઃ ।
ત્રિલોકીભૂષણં ભૂમિભાગ્યં સહજસુંદરઃ ॥ ૩૨ ॥
અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનઃ ।
ઇત્યાનંદનિધેઃ પ્રોક્તં નામ્નામષ્ટોત્તરં શતમ્ ॥ ૩૩ ॥
શ્રદ્ધાવિશુદ્ધબુદ્ધિર્યઃ પઠત્યનુદિનં જનઃ ।

સ તદેકમનાઃ સિદ્ધિમુક્તાં પ્રાપ્નોત્યસંશયમ્ ॥ ૩૪ ॥
તદપ્રાપ્તૌ વૃથા મોક્ષસ્તદાપ્તૌ તદ્ગતાર્થતા ।
અતઃ સર્વોત્તમં સ્તોત્રં જપ્યં કૃષ્ણરસાર્થિભિઃ ॥૩૫॥
ઇતિ શ્રીમદગ્નિકુમારપ્રોક્તં સર્વોત્તમસ્તોત્રં સંપૂર્ણમ્ ॥

## ॥ અથ શ્રીયમુનાષ્ટકમ્ ॥

નમામિ યમુનામહં સકલસિદ્ધિહેતું મુદા
મુરારિપદપંકજસ્ફુરદમંદરેણૂત્કટામ્ ॥
તટસ્થનવકાનનપ્રકટમોદપુષ્પાંબુના
સુરાસુરસુપૂજિતસ્મરપિતુઃ શ્રિયં બિભ્રતીમ્ ॥૧॥
કલિંદગિરિમસ્તકે પતદમંદપૂરોજ્જ્વલા
વિલાસગમનોલ્લસત્પ્રકટગંડશૈલોન્નતા ॥
સઘોષગતિદંતુરા સમાધિરૂઢદોલોત્તમા
મુકુંદરતિવર્ધિની જયતિ પદ્મબંધોઃ સુતા ॥૨॥
ભુવં ભુવનપાવનીમધિગતામનેકસ્વનૈઃ
પ્રિયાભિરિવ સેવિતાં શુકમયૂરહંસાદિભિઃ ॥
તરંગભુજકંકણપ્રકટમુક્તિકાવાલુકા-
નિતંબતટસુન્દરીં નમત કૃષ્ણતુર્યપ્રિયામ્ ॥૩॥
અનંતગુણભૂષિતે શિવવિરંચિદેવસ્તુતે

ઘનાઘનનિભે સદા ધ્રુવપરાશરાભીષ્ટદે ॥
વિશુદ્ધમથુરાતટે સકલગોપગોપીવૃતે
કૃપાજલધિસંશ્રિતે મમ મનઃ સુખં ભાવય ॥૪॥
યયા ચરણપદ્મજા મુરરિપોઃ પ્રિયંભાવુકા
સમાગમનતોભવત્સકલસિદ્ધિદા સેવતામ્ ॥
તયા સદૃશતામિયાત્કમલજાસપત્નીવ યત્
હરિપ્રિયકલિંદયા મનસિ મે સદા સ્થીયતામ્ ॥૫॥
નમોસ્તુ યમુને સદા તવ ચરિત્રમત્યદ્ભુતં
ન જાતુ યમયાતના ભવતિ તે પયઃપાનતઃ ॥
યમોપિ ભગિનીસુતાન્ કથમુ હંતિ દુષ્ટાનપિ
પ્રિયો ભવતિ સેવનાત્તવ હરેર્યથા ગોપિકાઃ ॥૬॥
મમાસ્તુ તવ સન્નિધૌ તનુનવત્વમેતાવતા
ન દુર્લભતમા રતિર્મુરરિપૌ મુકુંદપ્રિયે ॥
અતોસ્તુ તવ લાલના સુરધુની પરં સંગમાત્
તવૈવ ભુવિ કીર્તિતા ન તુ કદાપિ પુષ્ટિસ્થિતૈઃ ॥૭॥
સ્તુતિં તવ કરોતિ કઃ કમલજાસપત્નિ પ્રિયે
હરેર્યદનુસેવયા ભવતિ સૌખ્યમામોક્ષતઃ ॥
ઇયં તવ કથાધિકા સકલગોપિકાસંગમ
સ્મરશ્રમજલાણુભિઃ સકલગાત્રજૈઃ સંગમઃ ॥૮॥

તવાષ્ટકમિદં મુદા પઠતિ સૂરસૂતે સદા
સમસ્તદુરિતક્ષયો ભવતિ વૈ મુકુંદે રતિઃ ॥
તથા સકલસિદ્ધયો મુરરિપુશ્ચ સંતુષ્યતિ
સ્વભાવવિજયો ભવેદ્વદતિ વલ્લભઃ શ્રીહરેઃ ॥૯॥

ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં શ્રીયમુનાષ્ટકં સંપૂર્ણમ્

## અથ સિદ્ધાંતરહસ્યમ્

શ્રાવણસ્યામલે પક્ષે એકાદશ્યાં મહાનિશિ ।
સાક્ષાદ્ભગવતા પ્રોક્તં તદક્ષરશ ઉચ્યતે ॥૧॥
બ્રહ્મસંબંધકરણાત્સર્વેષાં દેહજીવયોઃ ।
સર્વદોષનિવૃત્તિર્હિ દોષાઃ પંચવિધાઃ સ્મૃતાઃ ॥૨॥
સહજા દેશકાલોત્થા લોકવેદનિરૂપિતાઃ ।
સંયોગજાઃ સ્પર્શજાશ્ચ ન મંતવ્યાઃ કથંચન ॥૩॥
અન્યથા સર્વદોષાણાં ન નિવૃત્તિઃ કથંચન ।
અસમર્પિતવસ્તૂનાં તસ્માદ્વર્જનમાચરેત્ ॥૪॥
નિવેદિભિઃ સમર્પ્યૈવ સર્વં કુર્યાદિતિસ્થિતિઃ ।
ન મતં દેવદેવસ્ય સામિભુક્તં સમર્પણમ્ ॥૫॥
તસ્માદાદૌ સર્વકાર્યે સર્વવસ્તુસમર્પણમ્ ।
દત્તાપહારવચનં તથા ચ સકલં હરેઃ ॥૬॥

ન ગ્રાહ્યમિતિ વાક્યં હિ ભિન્નમાર્ગપરં મતમ્ ।
સેવકાનાં યથા લોકે વ્યવહારઃ પ્રસિધ્યતિ ॥૭॥

તથા કાર્યં સમર્પ્યૈવ સર્વેષાં બ્રહ્મતા તતઃ ।
ગંગાત્વં સર્વદોષાણાં ગુણદોષાદિવર્ણના ॥
ગંગાત્વેન નિરૂપ્યા સ્યાત્તદ્વદત્રાપિ ચૈવ હિ ॥૮॥

ઇતિ શ્રીમદ્વલ્લભદીક્ષિતવિરચિતં સિદ્ધાંતરહસ્યં સંપૂર્ણં

---

## અથ નવરત્નસ્તોત્રમ્

ચિંતા કાપિ ન કાર્યા નિવેદિતાત્મભિઃ કદાપીતિ ।
ભગવાનપિ પુષ્ટિસ્થો ન કરિષ્યતિ લૌકિકીંચ ગતિમ્॥૧॥
નિવેદનં તુ સ્મર્તવ્યં સર્વથા તાદૃશૈર્જનૈઃ ।
સર્વેશ્વરશ્ચ સર્વાત્મા નિજેચ્છાતઃ કરિષ્યતિ ॥૨॥

સર્વેષાં પ્રભુસંબંધો ન પ્રત્યેકમિતિસ્થિતિઃ ।
અતોન્યવિનિયોગેપિ ચિંતા કા સ્વસ્ય સોપિ ચેત્ ॥૩॥
અજ્ઞાનાદથવા જ્ઞાનાત્કૃતમાત્મનિવેદનમ્ ॥
યૈઃ કૃષ્ણસાત્કૃતપ્રાણૈસ્તેષાં કા પરિદેવના ॥૪॥

તથા નિવેદને ચિંતા ત્યાજ્યા શ્રીપુરૂષોત્તમે ॥
વિનિયોગેપિ સા ત્યાજ્યા સમર્થો હિ હરિઃ સ્વતઃ ॥૫॥

લોકે સ્વાસ્થ્યં તથા વેદે હરિસ્તુ ન કરિષ્યતિ ॥
પુષ્ટિમાર્ગસ્થિતો યસ્માત્ સાક્ષિણો ભવતાખિલાઃ ॥૬॥
સેવાકૃતિર્ગુરોરાજ્ઞાબાધનં વા હરીચ્છયા ॥
અતઃ સેવાપરં ચિત્તં વિધાય સ્થીયતાં સુખમ્ ॥૭॥
ચિત્તોદ્વેગં વિધાયાપિ હરિર્યદ્યત્કરિષ્યતિ ॥
તથૈવ તસ્ય લીલેતિ મત્વા ચિંતાં દ્રુતં ત્યજેત્ ॥૮॥
તસ્માત્સર્વાત્મના નિત્યં શ્રીકૃષ્ણઃ શરણં મમ ॥
વદદ્ભિરેવ સતતં સ્થેયમિત્યેવ મે મતિઃ ॥૯॥

॥ ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં નવરત્ન-
સ્તોત્રં સમ્પૂર્ણમ્ ॥

---

## શ્રીકૃષ્ણાશ્રય:

સર્વમાર્ગેષુ નષ્ટેષુ કલૌ ચ ખલધર્મિણિ ।
પાષણ્ડપ્રચુરે લોકે કૃષ્ણ એવ ગતિર્મમ ॥૧॥
મ્લેચ્છાક્રાન્તેષુ દેશેષુ પાપૈકનિલયેષુ ચ ।
સત્પીડાવ્યગ્રલોકેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥૨॥
ગંગાદિતીર્થવર્યેષુ દુષ્ટૈરેવાવૃતેષ્વિહ ।
તિરોહિતાધિદૈવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥૩॥

અહંકારવિમૂઢેષુ સત્સુ પાપાનુવર્તિષુ ।
લાભપૂજાર્થયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥૪॥

અપરિજ્ઞાનનષ્ટેષુ મંત્રેષ્વવ્રતયોગિષુ ।
તિરોહિતાર્થદેવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥૫॥

નાનાવાદવિનષ્ટેષુ સર્વકર્મવ્રતાદિષુ ।
પાષંડૈકપ્રયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥૬॥
અજામિલાદિદોષાણાં નાશકોનુભવે સ્થિતઃ ।
જ્ઞાપિતાખિલમાહાત્મ્યઃ કૃષ્ણ એવ ગતિર્મમ ॥૭॥

પ્રાકૃતાઃ સકલા દેવા ગણિતાનંદકં બૃહત્ ।
પૂર્ણાનંદો હરિસ્તસ્માત્કૃષ્ણ એવ ગતિર્મમ ॥૮॥

વિવેકધૈર્યભક્ત્યાદિરહિતસ્ય વિશેષતઃ ।
પાપાસકતસ્ય હીનસ્ય કૃષ્ણ એવ ગતિર્મમ ॥૯॥
સર્વસામર્થ્યસહિતઃ સર્વત્રૈવાખિલાર્થકૃત્ ।
શરણસ્થસમુદ્ધારં કૃષ્ણં વિજ્ઞાપયામ્યહમ્ ॥૧૦॥
કૃષ્ણાશ્રયમિદં સ્તોત્રં યઃ પઠેત્કૃષ્ણસંનિધૌ ।
તસ્યાશ્રયો ભવેત્કૃષ્ણ ઇતિ શ્રીવલ્લભોઽબ્રવીત્ ॥૧૧॥

ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતઃ શ્રીકૃષ્ણાશ્રયઃ સંપૂર્ણઃ

---

## ॥ અથ ચતુઃશ્લોકી ॥

સર્વદા સર્વભાવેન ભજનીયો વ્રજાધિપઃ ।
સ્વસ્યાયમેવ ધર્મો હિ નાન્યઃ કવાપિ કદાચન ॥૧॥
એવં સદા સ્મ કર્તવ્યં સ્વયમેવ કરિષ્યતિ ।
પ્રભુઃ સર્વસમર્થો હિ તતો નિશ્ચિંતતાં વ્રજેત્ ॥૨॥
યદિ શ્રીગોકુલાધીશો ધૃતઃ સર્વાત્મના હૃદિ ।
તતઃ કિમપરં બ્રૂહિ લૌકિકૈર્વૈદિકૈરપિ ॥૩॥
અતઃ સર્વાત્મના શશ્વદ્ગોકુલેશ્વરપાદયોઃ ।
સ્મરણં ભજનં ચાપિ ન ત્યાજ્યમિતિ મે મતિઃ ॥૪॥
॥ ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતા ચતુઃશ્લોકી સમાપ્તા ॥

---

બાલકોને ગાવા માટેનાં સ્તોત્રગીત.

## શ્રીમધુરાષ્ટકમ્

અધરં મધુરં વદનં મધુરં નયનં મધુરં હસિતં મધુરમ્ ॥
હૃદયં મધુરં ગમનં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૧ ॥
વચનં મધુરં ચરિતં મધુરં વસનં મધુરં વલિતં મધુરમ્ ॥
ચલિતં મધુરં ભ્રમિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૨ ॥
વેણુર્મધુરો રેણુર્મધુરઃ પાણિર્મધુરઃ પાદૌ મધુરૌ ॥
નૃત્યં મધુરં સખ્યં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૩ ॥

ગીતં મધુરં પીતં મધુરં ભુક્તં મધુરં સુપ્તં મધુરમ્ ॥
રૂપં મધુરં તિલકં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૪ ॥
કરણં મધુરં તરણં મધુરં હરણં મધુરં રમણં મધુરમ્ ॥
વમિતં મધુરં શમિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૫ ॥
ગુંજા મધુરા માલા મધુરા યમુના મધુરા વીચિર્મધુરા ॥
સલિલં મધુરં કમલં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૬ ॥
ગોપી મધુરા લીલા મધુરા યુક્તં મધુરં ભુક્તં મધુરમ્ ॥
દૃષ્ટં મધુરં સૃષ્ટં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૭ ॥
ગોપા મધુરા ગાવો મધુરા યષ્ટિર્મધુરા સૃષ્ટિર્મધુરા ॥
દલિતં મધુરં ફલિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૮ ॥
॥ ઇતિ શ્રીમદ્વલ્લભદીક્ષિતવિરચિતં શ્રીમધુરાષ્ટકં સંપૂર્ણમ્ ॥

---

# શ્રીગોપીગીતમ્

જયતિ તેઽધિકં જન્મના વ્રજઃ શ્રયત ઇન્દિરા શશ્વદત્ર હિ ॥
દયિત દૃશ્યતાં દિક્ષુ તાવકાસ્ત્વયિ ધૃતાસવસ્ત્વાં વિચિન્વતે ॥૧॥
શરદુદાશયે સાધુજાતસત્સરસિજોદરશ્રીમુષા દૃશા ।
સુરતનાથ તેઽશુલ્કદાસિકા વરદ નિઘ્નતો નેહ કિં વધઃ ॥૨॥
વિષજલાપ્યયાદ્વ્યાલરાક્ષસાદ્વર્ષમારુતાદ્વૈદ્યુતાનલાત્ ।
વૃષમયાત્મજાદ્વિશ્વતોભયાદૃષભ તે વયં રક્ષિતા મુહુઃ ॥૩॥
ન ખલુ ગોપિકાનન્દનો ભવાનખિલદેહિનામન્તરાત્મદૃક્ ।
વિખનસાર્થિતો વિશ્વગુપ્તયે સખ ઉદેયિવાન્સાત્વતાં કુલે ॥૪॥

વિરચિતાભયં વૃષ્ણિધુર્ય તે ચરણમીયુષાં સંસૃતેર્ભયાત્ ।
કરસરોરુહં કાન્ત કામદં શિરસિ ધેહિ નઃ શ્રીકરગ્રહમ્ ॥૫॥
વ્રજજનાર્તિહન્વીર યોષિતાં નિજજનસ્મયધ્વંસનસ્મિત ।
ભજ સખે ભવત્કિંકરીઃ સ્મ નો જલરુહાનનં ચારુ દર્શય ॥૬॥
પ્રણતદેહિનાં પાપકર્ષણું તૃણચરાનુગં શ્રીનિકેતનમ્ ।
ફણિફણાર્પિતં તે પદામ્બુજં કૃણુ કુચેષુ નઃ કૃન્ધિ હૃચ્છયમ્ ॥૭॥
મધુરયા ગિરા વલ્ગુવાક્યયા બુધમનોજ્ઞયા પુષ્કરેક્ષણ ।
વિધિકરીરિમા વીર મુહ્યતીરધરસીધુનાપ્યાયયસ્વ નઃ ॥૮॥
તવ કથામૃતં તપ્તજીવનં કવિભિરીડિતં કલ્મષાપહમ્ ।
શ્રવણમંગલં શ્રીમદાતતં ભુવિ ગૃણન્તિ તે ભૂરિદા જનાઃ॥૯॥
પ્રહસિતં પ્રિય પ્રેમવીક્ષણં વિહરણં ચ તે ધ્યાનમંગલમ્ ।
રહસિ સંવિદો યા હૃદિસ્પૃશઃ કુહક નો મનઃ ક્ષોભયન્તિ હિ॥૧૦॥
ચલસિ યદ્વ્રજાત્ ચારયન્પશૂન્નલિનસુન્દરં નાથ તે પદમ્ ।
શિલતૃણાંકુરૈઃ સીદતીતિ નઃ કલિલતાં મનઃ કાન્ત ગચ્છતિ॥૧૧॥
દિનપરિક્ષયે નીલકુન્તલૈર્વનરુહાનનં બિભ્રદાવૃતમ્ ।
ઘનરજસ્વલં દર્શયન્મુહુર્મનસિ નઃ સ્મરં વીર યચ્છસિ ॥૧૨॥
પ્રણતકામદં પદ્મજાર્ચિત ધરણિમણ્ડનં ધ્યેયમાપદિ ।
ચરણપંકજં શંતમં ચ તે રમણ નઃસ્તનેષ્વર્પયાધિહન્ ॥૧૩॥
સુરતવર્ધનં શોકનાશનં સ્વરિતવેણુના સુષ્ઠુ ચુમ્બિતમ્ ।
ઇતરરાગવિસ્મારણં નૃણાં વિતર વીર નસ્તેધરામૃતમ્ ॥૧૪॥
અટતિ યદ્ભવાનહ્નિ કાનનં ત્રુટિર્યુગાયતે ત્વામપશ્યતામ્ ।

કુટિલકુન્તલં શ્રીમુખ ચ તે જડ ઉદીક્ષતાં પક્ષ્મકૃદ્દશામ્॥૧૫॥
પતિસુતાન્વયભ્રાતૃબાન્ધવાનતિવિલઙ્ઘ્ય તેન્ત્યચ્યુતાગતાઃ ।
ગતિવિદસ્તવોદ્ગીતમોહિતાઃકિતવ યોષિતઃ કસ્ત્યજેન્નિશિ॥૧૬॥

રહસિ સંવિદં હૃચ્છયોદયં પ્રહસિતાનનં પ્રેમવીક્ષણમ્ ।
બૃહદુરઃ શ્રિયો વીક્ષ્ય ધામ તે મુહુરતિસ્પૃહ મુહ્યતે મનઃ॥૧૭॥
વ્રજવનૌકસાં વ્યક્તિરંગ તે વૃજિનહન્ત્ર્યલં વિશ્વમંગલમ્ ।
ત્યજમનાક્ચનસ્ત્વત્સ્પૃહાત્મનાંસ્વજનહૃદ્રુજાંયન્નિષૂદનમ્॥૧૮॥

યત્તે સુજાતચરણામ્બુરુહં સ્તનેષુ
ભીતાઃ શનૈઃ પ્રિય દધીમહિ કર્કશેષુ ।
તેનાટવીમટસિ તદ્વ્ય થતે ન કિંસ્વિત્
કૂર્પાદિભિર્ભ્રમતિ ધીર્ભવદાયુષાં નઃ ॥૧૯॥

इति श्रीगोपीगीतं संपूर्णम्.

---

# અથ શ્રીગોકુલેશાષ્ટકમ્

નંદગોપભૂપવંશભૂષણં વિદૂષણં ભૂમિભૂતિભૂરિભાગ્યભાજનં ભયાપહમ્ । ધેનુધર્મરક્ષણાવતીર્ણપૂર્ણવિગ્રહં નીલવારિવાહકાંતિગોકુલેશમાશ્રયે ॥ ૧ ॥ ગોપબાલસુંદરીગણાવૃતં કલાનિધિં રાસમંડલીવિહારકારિકામસુંદરમ્ ॥ પદ્મયોનિશંકરાદિદેવવૃંદવંદિતં નીલવારિવાહકાંતિગોકુલેશમાશ્રયે ॥૨॥ ગોપરાજરત્નરાજિમંદિરાનુરિંગણં ગોપબાલબાલિકાકલાનુરુદ્ધગાય-

નમ્ ॥ સુંદરીમનોજભાવભાવનાંબુજાનનં નીલવારિવાહકાંતિ-ગોકુલેશમાશ્રયે ॥ ૩ ॥ કંસકેશિકુંજરાજદુષ્ટદૈત્યદારણું ઇંદ્ર-સૃષ્ટવૃષ્ટિવારિવારણોદ્ધૃતાચલમ્ ॥ કામધેનુકારિતાભિધાનગાન-શોભિતં નીલવારિવાહકાંતિગોકુલેશમાશ્રયે ॥ ૪ ॥ ગોપિકા-ગૃહાંતગુપ્તગવ્યચૌર્યચંચલં દુગ્ધભાંડભેદલીનલજ્જિતાસ્યપં-કજમ્ ॥ ધેનુધૂલિધૂસરાંગશોભિહારનૂપુરં નીલવારિવાહકાં-તિગોકુલેશમાશ્રયે ॥૫॥ વત્સધેનુગોપબાલભીષણાસ્યવહ્નિપં-કેકિપિચ્છકલ્પિતાવતંસશોભિતાનનમ્ ॥ વેણુવાદ્યમત્તઘોષ-સુંદરીમનોહરં નીલવારિવાહકાંતિગોકુલેશમાશ્રયે ૬॥ ગર્વિ-તામરેંદ્રકલ્પકલ્પિતાન્નભોજનં શારદારવિંદવૃંદશોભિહંસજા-સ્તુતમ્ ॥ દિવ્યગંધલુબ્ધભૃંગપારિજાતમાલનં નીલવારિવાહ કાંતિગોકુલેશમાશ્રયે ॥૭॥ વાસરાવસાનગોષ્ઠગામિગોગણાનુગં ધેનુદોહદેહગેહમોહવિસ્મયક્રિયમ્ ॥ સ્વીયગોકુલેશદાનદક્ષ-ભક્તરક્ષણું નીલવારિવાહકાંતિગોકુલેશમાશ્રયે ॥ ૮ ॥

ઇતિ શ્રીરઘુનાથકૃતં શ્રીગોકુલેશાષ્ટકં સંપૂર્ણમ્ ॥

---

# રાસલીલામૃતશ્લોક.

બજત કુંજમેં બાંસુરી વ્રજવધૂ બઢી પ્રેમ ગાંસરી ॥
ઘર તજ્યો ગઇ કૃષ્ણ પાસરી શરદચંદ કીનો ઉજાસરી ॥૧॥
હરિ કિયો જબે મંદ હાસરી, નિરખિકે ભયો તાપ નાસરી ॥
સુમન કુંજ રાજે વિકાસરી, ભ્રમર પુંજ ગુંજે સુવાસરી ॥૨॥

ગુન ભરી તિયા રૂપરાસરી, પુન પ્રબીન હેં પ્રેમરાસરી ॥
અતનુ મોદ ભાવપ્રકાસરી, મિલ ગુપાલ કીને વિલાસરી ॥૩॥

મદ ગુમાનહી જાન તાસુરી, હૃદયમેં છિપે શ્રીનિવાસરી ॥
વિરહ જાત બાઢયો હુતાસરી તરુલતાન પૂછે ઉદાસરી ॥૪॥

સઘન કુંજ કીની તલાસરી, ગુન કથા રચી યાહિ આસરી ॥
ભરત નેંન ઉંચે ઉસાસરી, કરી કૃપા મિલે પીતવાસરી ॥૫॥

વદન કંજહે ચારૂ હુઁાસરી, મદન માન જાતેં નિરાસરી ॥
કર ગહે જુરી આસ-પાસરી, ભરત અંક બાઢયો હુલાસરો ॥૬॥

અધર પાન કીને હુ પ્યાસરી, મિટત નાહી જેસે ઉપાસરી ॥
લિપટ શ્યામસું એસિ ભાસરી, ઘન સુદામિની ભાદ્ર માસરી॥૭॥

કરત કૃષ્ણકે સંગ રાસરી, સરસ રાગ ગાવેં ખુલાસરી ॥
સુર જુ સપ્ત નીકે નિકાસરી, મુરજ પીન બાજેં મીઠાસરી॥૮॥

બજત મંજુ મંજીર લાસરી, નચત મોર છાંડે અવાસરી ॥
સુર બિમાન છાયે અકાસરી, પરત પુષ્પવૃષ્ટિ તહાં સુરી॥૯॥

કટ ગઇ તબે ગેહ ફાંસરી, હટ ગયો જુ સંસારત્રાસરી ॥
ચરનમાંજ દીજે નિવાસરો, સરન ગોકુલાધીશ દાસરી ॥૧૦॥

ઇતિ શ્રીમદ્ગોસ્વામિશ્રીગિરિધરજીસુતશ્રીગોકુલાધીશ-
વિરચિતા રાસલીલામૃતશ્લોકાઃ સમાપ્તાઃ

---

# કેમ વર્તવું?

ગામમાં શ્રીગોસ્વામી બાળકોના સેવ્ય સ્વરૂપનાં મંદિરોમાં દર્શન કરવા જવું, જોડા બહાર કાઢવા શ્રીઠાકુરજી કે ગુરુદેવ પાસે છત્રી, લાકડી કે હથીયાર રાખીને જવું નહિ. દર્શન કરવા માટે ધક્કામુક્કી ન કરવી, દર્શન માટે થાંભલા વગેરે મંદિરના કોઈપણ ભાગ ઉપર ચડવું નહિ. દર્શનની વાર હોય તો વ્યર્થ વાતોમાં કે નિદ્રામાં સમય ન ગુમાવતાં જે બને તે સેવા કરવી, કે પ્રભુનું નામ લેવું, દર્શન કરીને પુંઠ દઇ બહાર નીકળવું નહિ, ગુરુનાં દર્શન પણ અવશ્ય કરવાં. શ્રીગુરુદેવ ઉપર લૌકિક ભાવે જોવું નહિ. ગુરુનાં ચરણસ્પર્શ કરવા. ગુરુ પાસે કે મંદિરમાં પગપર પગ ચઢાવી બેસવું નહિ મંદિરમાં ગુરુના ચરણસ્પર્શ કે ગુરુને ભેટ થાય નહિ, ઉપર બેઠકમાં થાય જેવી ભક્તિ દેવમાં હોય તેવીજ ગુરુમાં રાખવી એમ વેદ કહે છે.

પવિત્ર થઇને પ્રસાદ લેવો. પ્રભુને સમર્પ્યા વિનાની કોઇ પણ વસ્તુ લેવી નહિ. ગીતામાં પણ તેવીજ આજ્ઞા ભગવાને કરેલી છે. મંદિરમાંથી મહાપ્રસાદ પોતાને ત્યાં પધારે તો તેને ભગવત્સ્વરૂપ જાણીને સત્કારપૂર્વક પધરાવવો. દક્ષિણ દિશા ભણી મોઢું કરીને જમવું નહિ, ગ્રાસે ગ્રાસે પ્રભુનું નામ લેવું. અન્નની નિંદા ન કરવી. પોતે પાટલા ઉપર બેસીને પાતલ જમીન ઉપર રાખીને જમવું નહિ. લોઢાનાં કે તાંબાનાં વાસણમાં જમવું નહિ. સંધ્યા સમયે જમવું નહિ 'આહાર તેવો ઓડકાર' એ કહેવત પ્રમાણે ડુંગળી, લસણ વગેરે તામસ પદાર્થોથી દૂર રહેવું. તેમ અપવિત્ર માણસોના સ્પર્શથી દૂષિત થયલું અન્ન કે જળ પણ લેવું નહિ. જલ ઉંચેથી લેવું. ચોવીસ એકાદશી અને રામનવમી, નૃસિંહ ચતુર્દશી, જન્માષ્ટમી, વામનદ્વાદશી એ ચાર જયંતીને દિવ

રત કરવું, વ્રતને દિવસે ખાનચોપારી, તેલમાં બનાવેલા પદાર્થો, મીઠું મરચું તેમજ ઠેરી પદાર્થ લેવા નહિ, ક્ષૌર ન કરાવવું. આ સિવાય (૨૮ વ્રતો સિવાય) બીજાં કોઇ વ્રતો કરવાં નહિ એક સર્વ જગતના નાથ શ્રીકૃષ્ણ વિના અન્યમાં અનન્ય પ્રેમલક્ષણા ભક્તિ ન કરવી. અતિથિનો સત્કાર કરવો, માતપિતા તરફ પૂજ્યભાવ રાખવો એઓની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહિ.: દરેક કાર્યો તેઓની આજ્ઞાથીજ કરવાં. તેઓની સામે કાંઇપણ કહેવું નહિ તેઓનું દિલ દુઃખાવવું નહિ માતપિતાએ પણ પોતાના કુળની મર્યાદા જાળવી રાખવી. પોતાના પુત્રના પ્રેમને લીધે પુત્રની રીતભાત તરફ કેટલાંક માબાપો બેદરકાર રહે છે, તેથી પુત્રો આજકાલના જમાનામાં સસ્તી થઇ પડેલી ભ્રષ્ટ કરનારી હોટલોમાં જઇને ધર્મ ગુમાવે, છે, તેથી પુત્રોપર અંકુશ રાખવુ અને તેની હાલચાલપર સંપુર્ણ ધ્યાન રાખવું.

સાંજના નાહીધોઇને ચરણામૃત લઇને, તિલક કરીને વાળુ કરવું પછી સત્સંગ કરવો, મહાનુભાવી ભગવદીયોની વાર્તાઓ અને ભગવાનના ગુણોનું ગાન કરીને ચરણામૃત લઇને પ્રભુસ્મરણ કરીને સુઇ જવું.

કામ ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ દુશ્મનો છે, તેથી સાવધ રહેવું. ક્રોપ થાય તો હાથ પગ ધોઇને ચરણામૃત લેવું. સર્વ પ્રાણીમાત્રપર દયા રાખવી, વિશ્વાસઘાત ન કરવો. ઇંદ્રિયો ઉપર કાબુ રાખવો. સૂતકીનો સ્પર્શ ન કરવો. ઉમરા ઉપર બેસવું નહિ, દીવાને ફુંક ન મારવી, ભગવદ્ગુણો ખુરસી કે કોચપર બેસીને વાંચવા નહિ, ગુરુની પાસે પણ તેવા ઉચ્ચ આસને બેસવું નહિ, નકામો કોઇ સાથે વાદવિવાદ ન કરવો, ખોટો ડોળ કરવો નહિ, નાસ્તિક વેદનિંદક, ચંડાળ આદિનો પડછાયો પણ લેવો નહિ, દરેક સમયે સદાચારી અને પવિત્ર રહેવું. આ પ્રમાણે વર્તવાથી પોતાનો ઉદ્ધાર થાય છે.

# ખ્યાલમાં છે કે?

કેવલ વેપારધંધાની જંજાળમાં જ લપેટાઈને ગુંગળાઈ જ સ્થિતિમાંથી કોઈ દિવસ પણ તમે બહાર નીકળશો? જો મરજી થઈ જાય અને ૨૪ કલાકમાંથી એક બે કલાક આનંદમાં પંથની ઝાંખી કરવાની તલપ પ્રભુકૃપાથી થાય તો તમારો મનોરથ નીચેના ગ્રંથોથી પુરાશે.

## દશ આનામાં ચારસો પાનાં!

દશ આના જેટલી સાધારણ નોછાવરમાં ચારસો પૃષ્ઠ ઉત્તમ સાંપ્રદાયિક વાચન સંપ્રદાયના આખા ઈતિહાસમાં આ પહેલું જ હશે એમ બધા કહે છે. દશ આનાની ટીકીટો મોકલતાની સાથે જ તમારા પર ટપાલમાં ૧ શ્રીરંગારમસ્તાન પાનાં ૨૪૮, ૨ શ્રીહરિરાયવચનામૃતમાળા (૧ ના ભાગ) પાનાં ૧૦૦, ૩ આનંદ તો કરો જ પાનાં ૭૮, ૪ પ્રાગમવાણી પાનાં ૩૮, આ ચાર પુસ્તકો મળી જશે. આ પુસ્તકોના ૮ સુંદર ચિત્રો છે. ઈંગ્રેજી લખાં જશો તો બાર આનામાં બધા પુસ્તકો મળશે.



---

છાપક તથા પ્રકાશક—વસંતરાય હરિકૃષ્ણ શાસ્ત્રી,
નં. ૨૦૫૧, રાજામહેતાની પોળ, અમદાવાદ.
મુદ્રક:—સોમાલાલ મંગળદાસ શાહ ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ
પાંચકુવા અમદાવાદ